## એક ઋણ

મારા મિત્ર બચુભાઇ રાવત મૂળથી જ આ રાસોને વાત્સલ્ય નજરે ઉછેરતા આવ્યા છે અને 'કુમાર'ના મુદ્રક અને પ્રકાશક તરીકે કલામય રીતે સંસ્કારતા આવ્યા છે. આ માયાભરી સંભાળ માટે હું એમનો અતિશય ઋણી છું. કદાચ આ પ્રકાશન એમને હાથે થઇ શક્યું હોત તો વધુ સુંવાળપણે શોભત.

# કોઈ ઝીલશો

૧

દેવ પૂજાનાં ફૂલડાંની છાબડી:
ઠેસ આવી કે કરથી સરી પડી રે
કોઈ ખરતા તારલિયા એ ઝીલશો.

૨

પાંખ ઉગતી કોયલ એક બાપડી:
ઉંચા આકાશે એ ઉડતાં પડી રે
કોઈ સૂના ટહુકડા એ ઝીલશો.

૩

નવો ચોડ્યો સૌભાગ્યનો ચાંદલો:
ઉડી પવને ક્ષણે અગને પડે રે
કોઈ અમૃતનાં બિંદુઓ એ ઝીલશો.

૪

એક હેતનો લગાયલ બગીચો:
એની આંસુની ધાર રણમાં ઢળે રે
કોઈ અંતરનાં મોતીડાં એ ઝીલશો

૫

ઢળે પાતાળે માનસસાગરિયો:
મહીં ડૂકે ડૂકે લહરીઓ બુડતાં બળે રે
કોઈ આત્માનાં તેજબાલ ઝીલશો.

## દર્શન

મને એ દેવીનાં દર્શન.

જાગે મારે સોણલે
રસમય સૃષ્ટિ એક:
દીવી દેવીતણી જલે
ઝરતી ફુલ અનેક:

ફુલોમાં દેવીનાં દર્શન
મને એ દેવીનાં દર્શન.

પંખીડાં ઉડતાં રમે
સૌ રચતાં સંગીત:
આનંદે ડાળી નમે
ગાતી અદ્ભુત ગીત:

ગીતોમાં દેવીનાં દર્શન
મને એ દેવીનાં દર્શન.

બાળુડાં હસતાં રડે
રોતી વાદળધાર:
ઝૂકે જ્યાં વેલી ચડે
પડતી આંસુધાર:

આંસુમાં દેવીનાં દર્શન
મને એ દેવીનાં દર્શન.

## આમંત્રણ

રસિયાંની માયાને માટ, આવો બાળાઓ.

સોહાગે છે કુંકુમ
પ્રાજે છે ચંદન
દારો આ ઉન્નતાં લલાટ, આવો બાળાઓ.

મેલાં ને જૂનાં
સૂકાં ને સૂનાં
રેલાવો જીવનઘાટ, આવો બાળાઓ.

અંતરની ભાષા
દેવી શું આશા
ઝુલાવો પૃથ્વીને પાટ, આવો બાળાઓ.

જગજ્જનની દેવીઓ!
રમો રસકેલીઓ
જગાવો આત્મનવાટ, આવો બાળાઓ.

## ફોરે છે મ્હોર

૧

ફોરે છે મ્હોર, બેની ! ફોરે છે મ્હોર;
ઉર કેરા આંબલે ફોરે છે મ્હોર:

નાચે વસંત કિશોર
બેની ! નાચે વસંત કિશોર
પ્રેમ કેરા આંબલે ફોરે છે મ્હોર.

૨

ફોરે છે મ્હોર, બેની ! ફોરે છે મ્હોર;
ઉર કેરા આંબલે ફોરે છે મ્હોર:

રાચે કિશોરીનો શોર
બેની ! રાચે કિશોરીનો શોર
પ્રભુ કેરા આંબલે ફોરે છે મ્હોર.

૧૭-૫-૨૮

# ઉર મારું ઉભરાણું રે

નિદ્રા મહીં હતી સુતી હું સ્વપ્નમાં;
ત્યાં ફુટયું અથાગ રસપૂરઃ
ઉર મારૂં ઉભરાણું રે.

જાગી, બેઠી, હું તો ઝબકીને ઉભી;
રહ્યું ભીંજવે અપાર રસપૂરઃ
ઉર મારૂં ઉભરાણું રે.

ઉંચા આકાશ રહ્યું પાતાળ નીચું;
જાય વચ્ચે વહ્યાં રસપૂરઃ
ઉર મારૂં ઉભરાણું રે.

નિદ્રા મહીં પાછી સુતી હું સ્વપ્નમાં;
તોય કેમે શમે ન રસપૂરઃ
ઉર મારૂં ઉભરાણું રે.

## ગરબો

મૈયા રમે આ મૈયા રમે હો
હૈયા કેરા ગરબે મૈયા રમે.

દીવા પ્રગટાવે મા ગરબામાં ગરવા;
પૂરે એ તેલ — સહુ ફરીએ અમે. હો

રૂડાં માતાજી રૂડા ગવરાવે ગરબા;
ધીમાં ધીમાં ચાલી ઝીલિયે અમે. હો

ગાઈએ ને નાચીએ ગરબાના ધુપમાં;
કો ના દમે — દુઃખ સહુ યે શમે. હો

માજી સદા જે ગરબે સમાતાં;
રમે રમાડે તો બહુ યે ગમે. હો

# માતા

સુખદુઃખમાં કદી આંગે ઝુલાયે;
　　　ઝુલી ઝુલાય ન...એક મારી માતા.

વ્હાલાં દેખા મારૂં મનડું ફૂલાયે;
　　　હસતું ખુલે દેખી...એક મારી માતા.

ખારા સાગરિયામાં એ મીઠી વીરડી;
　　　પાય અમીરસ...એક મારી માતા.

અખંડ બળે મારે માતાની દીવડી;
　　　અમર જીવે જગ...એક મારી માતા.

પડે ક્ષણે ક્ષણે દુનિયા ફરંતી;
　　　સરખી સદા એ તો...એક મારી માતા.

માડી રક્ષે મને વિશ્વ ભરંતી;
　　　જનનિ જગની જોઉં...એક મારી માતા.

# માવડી

મને મીઠી સદા એક માવડી રે.

મારા આનંદની એ છે તલાવડી રે;
હું તો ન્હાતી લઉં સુખસાર:
મને મીઠી સદા એક માવડી રે.

દૂધ ઝરતી એ તો મુજ ગાવડી રે;
મને વ્હીલી મુકે ન લગાર:
મને મીઠી સદા એક માવડી રે.

મારા જીવનની એ પવનપાવડી રે;
કરે હૈયાકેરો ઉદ્ધાર:
મને મીઠી સદા એક માવડી રે.

મારી જનની તો પૃથ્વી સમોવડી રે;
એ સર્વે રસનો અવતાર:
મને મીઠી સદા એક માવડી રે.

# બ્હેનીના બાલ

એ મારી બ્હેનીના બાલ !
તું ઉપર બહુ આવે વ્હાલ.

કાળાં શાં લોચન વિશાલ !
રેલે તેમાં તેજ રસાલ.

આવો, તેડું તમને લાલ !
પાડું અમી ચૂમી ગાલ.

ધીમી શી ડોલંતી ચાલ !
કાલા બોલ તો સુખકાલ.

તું તો નમણું દૈવી ફૂલઃ
દેવે દીધું છે અણમૂલ.

બ્હેની ખોળે પોઢો બાલ !
ને અમોદે ખેલો લાલ.

# વીરાનું બાળ

વીરાનું બાળ મારા વીરાનું બાળ;
ભોળું શરમાળ મારા વીરાનું બાળ:

ગાલે ગુલાબ ને
પગલે ગુલાલ છે
ખેલું રમતીલું, મારા વીરાનું બાળ:

ભાલે વિશાળ ને
આંખે રસાળ છે
હસતું હસીલું, મારા વીરાનું બાળ:

કાને કુમુદફૂલ
કેડે બકુલમાલ
કાલું કિલકિલતું, મારા વીરાનું બાળ:

ચન્દ્રમામાં રમતું
તારલિયામાં ભમતું
વ્હાલું બટુક, મારા વીરાનું બાળ:
વીરાનું બાળ મારા વીરાનું બાળ.

# ઢીં ગી બા ઈ

આ સીડી—પગથિયાં ચડતાં કે
ઢીંગીબાઈ લપસી ગયાં રે.

ઊંચે માથે તે નથ લચકતાં કે
ઢીંગીબાઈ રડી પડ્યાં રે:

ઢીંગીની આંખ જાણે તારાની કણીઓ;
માથે મખમલ શી ભમર નમણીઓ:

આંખ ફૂટી, ભમર પણ ભાંગી કે
ઢીંગીબાઈ લપસી ગયાં રે:

ડોક ત્રાંસી, કમર થઈ વાંકી કે
ઢીંગીબાઈ રડી પડ્યાં રે:

ડાક્ટર પાસે જઈ—ખભે ઉપાડું:
મારી ઢીંગીને હું તો ઢોલિયે સુવાડું:

આજે, ઊંચાં આગાસને મેડી કે
ઢીંગીબાઈ બેઠાં થયાં રે:

સામસામાં નજર જ્યાં જોડી કે
ઢીંગીબાઈ હસી પડ્યાં રે.

# હાલરડું

મારા ભાઈલા કેરે નેને રે નીંદરડી:
આવ ધીમે ધીમે ચેને રે નીંદરડી: હાં.. હાં.. હાં

તું તો વિશ્વ ભરી વિહરતી, નીંદરડી:
પ્યારા પારણે ફેરા ફરતી, નીંદરડી: હાં.. હાં.. હાં

લાલ ઓલાંએ ડોલાવ રે નીંદરડી:
સુખ સોણાંએ હસાવ રે નીંદરડી: હાં.. હાં.. હાં

એને ખેલવણે ખેલવજે, નીંદરડી:
એને સોડય મહીં સુવાડજે, નીંદરડી: હાં.. હાં.. હાં

એ રડતાને રમાડજે, નીંદરડી:
નવ ઉડજે– ના ઉડાડજે, નીંદરડી: હાં.. હાં.. હાં

# વીરો વધાવો

બારણે તોરણિયાં બંધાવો રે બેન વીરો વધાવો.
ગજરા ને હારલા ગુંથાવો રે બેન વીરો વધાવો.

આંગણે તો સાથિયા પુરાવો રે બેન વીરો વધાવો.
માડી પ્રસાદી વ્હેંચાવો રે બેન વીરો વધાવો.

અક્ષત કુંકુમ લાવો રે બેન વીરો વધાવો.
બહુરંગી ફૂલડાં વેરાવો રે બેન વીરો વધાવો.

વીરાને મ્હેલ પધરાવો રે બેન વીરો વધાવો.
રંગે હિંડોળા ઝુલાવો રે બેન વીરો વધાવો.

સાચો એ વીર બની આવ્યો રે બેન વીરો વધાવો.
કેસરીઓ વાઘો સોહાવ્યો રે બેન વીરો વધાવો.

[illegible]ી અનુરાગને આવ્યો રે બેન વીરો વધાવો
દેવની આશિષોને લાવ્યો રે બેન વીરો વધાવો.

## હોડલી

ન્હાની હોડલી હો બ્હેન,
વ્હાલી હોડલી હો બ્હેન,
ડોલે જળહિંડોળે ઘેલી
ન્હાની હોડલી હો બ્હેન.

અમર દીવડી હો બ્હેન,
દીપે કેવી એમાં પેલી
ન્હાની હોડલી હો બ્હેન.

ઉપર ચાંદની હો બ્હેન,
ઝુલે જળમાં ઝળહળ રેલી
ન્હાની હોડલી હો બ્હેન.

વ્હાલી હોડલી હો બ્હેન,
ખેલે એવી લ્હેરે ઘેલી
ન્હાની હોડલી હો બ્હેન.

# ર સ બા ળા

તારાં વ્હેતાં અખંડ રસવ્હેન, વ્હેનાં રસબાળા;
તરે તારાં અનંત ફૂલવેણુ, વ્હેનાં રસબાળા:

ભર્યાં રૂડાં છલોછલ વ્હેન, વ્હેનાં રસબાળા;
કેવાં ઉપર ઉભરાય ફૂલવેણુ, વ્હેનાં રસબાળા:

યુગો સુધી સુકાય ના વ્હેન, વ્હેનાં રસબાળા;
કરમાય ના કૂણાં ફૂલવેણુ, વ્હેનાં રસબાળા:

વ્હાલાંને ન્હવરાવવા વ્હેન, વ્હેનાં રસબાળા;
વ્હાલાંની પૂજાને ફૂલવેણુ, વ્હેનાં રસબાળા:

# સૌ ભા ગ્ય ભ ળ્યાં

સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં;
સૌભાગ્ય ભળ્યાં કે મ્હારાં હાસ્ય ઢળ્યાં:
સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં.

સુની ઉઠી કે સ્હામી જ માડી દીઠી;
એણે અમૃતની મીટ ભરી છાંટી મીઠી:
સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં.

મ્હને બાગે જતાં એક માળણ મળી;
એણે મ્હારે ગળે ફુલમાળા ઢળી:
સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં.

મ્હને દેખીને મહિયારી પાછી ફરી;
એણે મહીંનો કટોરો આપ્યો ભરી:
સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં.

દેવમંદિરમાં એક બ્રાહ્મણ ઉભો;
એણે મંત્ર ભણીને ચાંલ્લો કીધો:
સખિ ! આજે મ્હારાં સૌભાગ્ય ભળ્યાં.

# નહિ ભૂલું

એક સૂની સરિતા જાની રે, નહિ ભૂલું.
મીઠ ભર્યાં નીરે ઉભરાણી રે, નહિ ભૂલું.

એક સૂકાં ઉભાં વનવાડી રે, નહિ ભૂલું;
પગ મૂકયે બની ફૂલઝાડી રે, નહિ ભૂલું.

એક ઘૂમી સિંહણ મદમાતી રે, નહિ ભૂલું;
હાથ દેખેં એમ રમવા લાગી રે, નહિ ભૂલું.

એક બેઠાં પંખિણી રોતી રે, નહિ ભૂલું.
વેણ દીધે આનંદે સ્હોતી રે, નહિ ભૂલું.

એક વીણા લટકતી મૂંગી રે, નહિ ભૂલું.
ફૂંક દીધે એમ ગાવા માંડી રે, નહિ ભૂલું.

## ર સ રા જ

સાંજે ઉલટે ઉર ઉચાટ;
ભરતી નીરે નિરખું વાટ:
વળજો વ્હેલેરા રસરાજ.

જાગે બાળક મળવા તાત;
જાતી એમ જ રડતાં રાત:
વળજો વ્હેલેરા રસરાજ.

પોપટ બોલાવે લઈ નામ;
ઉડતો પળ નવ જંપે ધામ:
વળજો વ્હેલેરા રસરાજ.

આંગણુ ઉભી સુકાય વનવેલ;
અડકે – પીતી નથી જળરેલ:
વળજો વ્હેલેરા રસરાજ.

દરદી દુખિયાં કરતાં સાદ;
પવને પ્હોંચે આ દુઃખનાદ ?
વળજો વ્હેલેરા રસરાજ.

## મારી વાડી

મારી વાડીમાં આંબો ફાલ્યો
શીળી છાયા ઢળતો, રસભર ફળતો રે
રમજો બાળાઓ.

નીચે ન્હાનકડી વેલી ફરતી
મીઠી વાસ પમરતી, ફુલડાં ઝરતી રે
રમજો બાળાઓ.

ઝુલતી ડાળીએ પોપટ ડોલે
બોલો રૂડલા બોલે, વનફળ ફોલે રે
રમજો બાળાઓ.

ટહૌકા કરતી કોયલ કાળી
રાગે આંબ રસાળી, પ્રેમે પાળી રે
રમજો બાળાઓ.

નિર્મળ નીરે સરવર છલકે
કોમળ કમળો મલકે, ઝરણાં ઝળકે રે
રમજો બાળાઓ.

જળમાં હંસાં રમતાં તરતાં
ન્હાનાં હરણો ચરતાં, ભય ન ધરતાં રે
રમજો બાળાઓ.

ફુલ ફુલ ભમતા ભમરા ફરતા
જીવન રસમાં સરતા, ગુંજન કરતા રે
રમજો બાળાઓ.

મારી વાડીમાં આવો આવો
લ્યો આનંદનો લ્હાવો, હૈયું રેલાવો રે
રમજો બાળાઓ.

# ડોલરિયો

ફૂલડાં કેરી વાડીઓમાં ડોલે ડોલરિયો
લીલવણી પાંદડીઓ
લાડે રમાડે;
પવને મધુર વેણુ બોલે ડોલરિયો;
ફૂલડાં કેરી૦

હળવેરી પાંખડીએ
કળીઓ ખીલાવે;
મોર મંજરિયો ફૂલે ડોલરિયો;
ફૂલડાં કેરી૦

ધીમું ધીમું હસતો
ને સહુને હસવતો;
આનંદી આર્દ્ર આંખડીઓ ખોલે ડોલરિયો:
ફૂલડાં કેરી૦

કુંજ કુંજ ખેલે
સુગન્ધરસ રેલે.
માનવાને માંડવડે ડોલે ડોલરિયો
જગત કેરી વાડીઓમાં ડોલે ડોલરિયો.

# મોરલો નાચે છે

લીલા આસોપાલવની નીચે હો મોરલો નાચે છે.
દ્રાક્ષવેલોના માંડવા વચ્ચે હો મોરલો નાચે છે.

ધીમે કુચેરી ડોક ડોલવતો હો મોરલો નાચે છે.
રૂડી નાજુક કલગી ઝુલાવતો હો મોરલો નાચે છે.

પાવઘુઘરીને રણકારે હો મોરલો નાચે છે:
પીંછકળાના ઝણકારે હો મોરલો નાચે છે.

મુખે મીઠું મીઠું ઘુઘવતો હો મોરલો નાચે છે:
આંખે અમીઆંસુ ખેરવતો હો મોરલો નાચે છે.

સ્હામી સ્હામી પાંખો ઢળવતો હો મોરલો નાચે છે.
ઉભો નીચો ને ટેલને ફરતો હો મોરલો નાચે છે.

# ભ્ર મ ર   રૂ ડો

ભ્રમર રૂડો  એક રાત  ભ્રમર રૂડો.

ફુલના  ભોગી, ભ્રમર  રૂડો;
રસ  આરોગી, ભ્રમર  રૂડો:
ભ્રમર રૂડો  એક રાત  ભ્રમર રૂડો.

મારા  વીરા, ભ્રમર  રૂડો;
કાં અધીરા ? ભ્રમર  રૂડો:
ભ્રમર રૂડો  એક રાત  ભ્રમર રૂડો.

ઊ  ફુલકુંજે, ભ્રમર  રૂડો;
મનભર ગુંજે, ભ્રમર  રૂડો:
ભ્રમર રૂડો  એક રાત  ભ્રમર રૂડો.

મારા  ભવને, ભ્રમર  રૂડો;
નાચત  પવને, ભ્રમર  રૂડો:
ભ્રમર રૂડો  એક રાત  ભ્રમર રૂડો.

# વેણી વિખરાણી

વાવી આંગણું મેં તો વેલડી
પાયું સીચ્યાને પાણી;
કળીઓ વીણી ગુંથી વેણલી
ત્યાં તો વેણી વિખરાણી.

હોડી ગુંથીને દેખાડવા
મારે વીરે વખાણી;
એની સુરભે માથું હોળવા
ત્યાં તો વેણી વિખરાણી.

કળીઓ તો દેવતેજ ઝીલતી
ફૂલણી સઘળી કરમાણી;
સૌએ હસી હતી ખીલતી
ત્યાં તો વેણી વિખરાણી.

કાં તો સુંદર બની ગુંથણી
એથી વેણી નજરાણી;
નિરખી પુરી ન સોહામણી
ત્યાં તો વેણી વિખરાણી.

કાં તો વેણી મારી લાડકી
ઘેલી હુંથી રીસાણી;
હેત કીધા મેં જ્યાં વેણડી
ત્યાં તો વેણી વિખરાણી.

# રીસામણી

વેલીઓ ખેલે છે વૃક્ષકુંડમાં:
ખીલે આભમાં ઉલ્લાસ:
એકલી ઉદાસ શું રીસામણી ?

ઊર્મિઓ અનંત જળકુંડમાં;
મહીં મીનના વિલાસ:
એકલી ઉદાસ શું રીસામણી ?

નાડીઓ વહે છે પ્રાણપૂરમાં:
ચઢે હૈયામાં હાસ:
એકલી ઉદાસ શું રીસામણી ?

દૃષ્ટિઓ સરે છે પ્રેમનૂરમાં.
રચે વિશ્વ રસરાસ:
એકલી ઉદાસ શું રીસામણી ?

# ભ મ રો

તારા ભમરાને જરી વારજે રે બેન,
મને રાતદિન રૂડે છે સતાવતો રે બેન;
તારા ભમરાને જરી વારજે રે બેન.

તારાં પૂજાનાં વીણું ફૂલડાં રે બેન,
સુંઘી ચાખી કરે છે અજીઠડાં રે બેન;
તારા ભમરાને જરી વારજે રે બેન.

એમ ગાતાં ગુંજ ગુંજાવતો રે બેન,
ભમી વાંસે બપોરી ગભરાવતો રે બેન;
તારા ભમરાને જરી વારજે રે બેન.

ત્યાં સૂતાં અંબોડલો છૂટી જતો રે બેન,
તો વાળે ભરાઈ છૂપી બેસતો રે બેન;
તારા ભમરાને જરી વારજે રે બેન.

ફૂલ ફેંકું તો આ ચૂકાવતો રે બેન,
વળી ઝાલતાં તો ઝટ છટકી જતો રે બેન.
તારા ભમરાને જરી વારજે રે બેન.

## પતંગિયાંનું ગીત

અમે સૃષ્ટિનાં બાલ સૌ પતંગિયાં રે લોલ;
કૈંક ભાતે રૂપે ને રંગે રંગીઆં રે લોલ.

અમે રોપેરોપેથી પાછાં નાસીએ રે લોલ;
ફૂલે ફૂલે અડકીને ઉપર નાચીએ રે લોલ.

અમે માણસ મોટાં થકી ડરી જતાં રે લોલ;
નહિ આમે શેરી કે ઘરે ઢુકતાં રે લોલ.

અમે પ્રેમ ને પવિત્રતાનાં પંથીઓ રે લોલ;
રૂડા પ્રાણ ને સૌન્દર્ય કેરાં સંગીઓ રે લોલ.

અમે પાંખે ચંડલ રસદીવડાં રે લોલ;
ક્ષણ ઊડી અજવાળી ને શમી જતાં રે લોલ.

અમે અંતરનાં સ્વપ્ન શાં પતંગિયાં રે લોલ;
નવા અરુણ પ્રભાતનાં ઉમંગિયાં રે લોલ

અમે ઈશ્વરનાં બાલ સૌ પતંગિયાં રે લોલ;
વિમલ જગનાં વિહારીઓ પતંગિયાં રે લોલ.

# વિમાન

મેં તો બાંધ્યું વિમાન એક ઊડતું રે લોલ;
બ્હેનાં, એમાં ગમે ગગન ઊડતું રે લોલ.

સૂરજ તાપે તપી બળી ના જતું રે લોલ,
જાય ઊડતું અંધારપટ વારતું રે લોલ;

ગ્રહવેલીઓ નક્ષત્ર પાસ જઈ ભમે રે લોલ,
ચન્દ્રલોકના અમૃત વનમાં રમે રે લોલ.

ઊંચે જાવાને રાતદિન ઝંખતું રે લોલ,
ધૂળ માટીમાં ઝાઝુ ના જંપતું રે લોલ;

ઊંચે જાતું એ પાંખ ફફડાવતું રે લોલ,
તોય પૃથ્વી ઉપર આંખ રાખતું રે લોલ.

મેં તો બાંધ્યું વિમાન એક ઊડતું રે લોલ,
બ્હેનાં, એમાં ગમે ગગન ઊડતું રે લોલ.

# ચંદ્રલોકનાં બાલ

અમે તો ચંદ્રલોકનાં બાલ
અમારા શરદ ચોક વિશાલ;
અમે તો મીઠા સૌમ્ય મરાલ
અમારા તેજ કમળના હાલ:

હોય શોક શું, હોય દુઃખ ત્યાં
રમીએ પુનમ રાત,
જાદુઈ રજ રૂપેરી વેરી
ભણીએ મંત્ર જરાક;

અમે તો રસ રંગીલા લાલ
અમારા ઉત્સવ ખેલ રસાલ:
અમે તો ચંદ્રલોકનાં બાલ
અમારા શરદ ચોક વિશાલ.

હાસ્ય ટીખળ ને તોફાનોનો
અદ્ભુત મગ્ન પ્રદેશ,
કળા કોડ ને સ્વપ્ન ભરેલા
ચિત્ર ભાવિ સંદેશ:

અમે તો પ્રાણ તણા પ્રતિપાલ
અમારા તરંગ કલ્પન તાલ:
અમે તો ચંદ્રલોકનાં બાલ
અમારા શરદ ચોક વિશાલ.

# શું રે હશે?

૧

શું રે હશે બ્હેન શું રે હશે
સૂરજની આંખમાં શું રે હશે?

શું રે હશે બ્હેન શું રે હશે
પવનની પાંખમાં શું રે હશે?

૨

શું રે હશે બ્હેન શું રે હશે
પંખીનાં ગાનમાં શું રે હશે?

શું રે હશે બ્હેન શું રે હશે
સિંધુના તાનમાં શું રે હશે?

૩

શું રે હશે બ્હેન શું રે હશે
ગુરુજના જ્ઞાનમાં શું રે હશે?

શું રે હશે બ્હેન શું રે હશે
યોગીઓના ધ્યાનમાં શું રે હશે?

૪

શું રે હશે બ્હેન શું રે હશે
અંતરના હાસમાં શું રે હશે?

શું રે હશે બ્હેન શું રે હશે
જગતના રાસમાં શું રે હશે?

# ક્યાં રે ગ યો ?

ક્યાં રે ગયો એ ક્યાં રે ગયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો ?

કેવડાની પાંખ ને
માણેકની ચાંચ છે
હૈયાનો હાર ક્યાં છુટી પડ્યો ?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો ?

કોટે છે વાંકડા
કસ્તુરીનો કાંઠલો
અંતરનો પ્રાણ એ ક્યારે પળ્યો ?
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો ?

શોધી મેં શેરીઓ
જોયાં મેં જંગલો
મીઠાબોલો ના ક્યાં યે મળ્યો,
મારા પીંજરાનો પોપટ ક્યાં રે ગયો ?

# ભાઈ બ્હેન

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુડાં ભાઈ ને બ્હેનનાં હેત;
દેવની દીધેલ ભાઈબ્હેન બેલડી રે.

મોરલો સુનો ને સુની વાદળી રે,
વીખુટાં બેઉ ઝુરે પરદેશ;
દેવની દીધેલ ભાઈબ્હેન બેલડી રે.

મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઈબ્હેન હસે રસગંકેન;
દેવની દીધેલ ભાઈબ્હેન બેલડી રે.

મેહુલો બોલે ને ઝબુકે વીજળી રે,
ભાઈબ્હેન ઝીલે અમોલ સંદેશ;
દેવની દીધેલ ભાઈબ્હેન બેલડી રે.

# બ્હેન બા

અમર રૂહો......બ્હેનબા અમર રૂહો.

ભાઈની બ્હેની અમર રૂહો,
પ્રાણની વેણી અમર રૂહો;

અમર રૂહો......બ્હેનબા અમર રૂહો.

માતની વેલી અમર રૂહો,
હેતની હેલી અમર રૂહો;

અમર રૂહો......બ્હેનબા અમર રૂહો.

હૃદય – કંકાવટી અમર રૂહો,
જગત–વિધાતરી અમર રૂહો;

અમર રૂહો......બ્હેનબા અમર રહો.

## લ્યો

પ્રાણના પ્રસાદ લ્યો
        પ્રાણ મહીં રમ્ય રસદીવડો;
પ્રેમના પરાગ લ્યો
        પ્રેમમાં સુગંધી દેવકેવડો.

વદન વદન હાસ લ્યો
        વદને ઉઘડે વસંતવાડીઓ;
હૃદય હૃદય રાસ લ્યો
        હૃદયે રેલી છે રંગક્યારીઓ.

સૃષ્ટિનાં સંગીત લ્યો
        સૃષ્ટિમાં ધ્વનિ અનંત ગાનનો;
વિશ્વના વિહાર લ્યો
        વિશ્વમાં વિરાટ પરમાત્મ હો.

## રસ ચુંદડી

પ્રાણના પરાગઢળી ચુંદડલી રે,
એ ચુંદડીએ ચિરકૌમાર:
પ્રાણના પરાગઢળી ચુંદડલી રે.

હૈયે અભંગ મનમૂરતિ રે,
એ મૂરતિએ ગીતગુંજાર:
પ્રાણના પરાગઢળી ચુંદડલી રે.

જાગે જીવન — અજવાળિયાં રે,
કોઈ છેડલે રસકલ્લોલ:
પ્રાણના પરાગઢળી ચુંદડલી રે.

ચેતનનાં ચક્ષુઓ ભીંજાવિયાં રે,
એ તો પ્રીતમકીધો અંઘોળ:
પ્રાણના પરાગઢળી ચુંદડલી રે.

## ભાવનાકુમારી

પોપચે વિરાજે ભાર પ્રેમરસઘેનનો,
  નયને વસંતતેજ નીલમ ખીલે;
        ભાવનાકુમારી ભાવભીની ભરી રે.

કંઠે ટહુકે બોલ અંતરકોકિલનો,
પ્રાણે હો પુષ્પગીત ચેતન ઝીલે;
        ભાવનાકુમારી ભાવભીની ભરી રે.

અંગુલિએ છૂટતી જીવન અમૃતઝડી.
પગલે ચંદનના સાથિયા ઝરે;
        ભાવનાકુમારી ભાવભીની ભરી રે.

કાવ્યકલ્પનાની અધિદેવતા સારીખડી,
આછી ઘેરી તું કવિદૃષ્ટિમાં તરે;
        ભાવનાકુમારી ભાવભીની ભરી રે.

## ફુલબાળાનો રાસ

હાં રે, પેલી...પેલી અકેલી ફુલબાળા
હો રાસ રઢીઆળા મુકી જશો ન લોલ;
હાં રે, પેલી...પેલી મધુરી ફુલમાળા
હો રંગ એ રૂપાળા ભુલી જશો ન લોલ;

લોચન ચટકે મેહુલો, ચાતક કરશે સાદ;
પલપલ હેત-ઉજાસમાં ખીલે બકુલ ગુલાબ.

હાં રે, જેવી...જેવી મધુરી વીજજ્વાળા
હો પંથ એ નિરાળા ચુકી જશો ન લોલ;
હાં રે, એવી...એવી હઠીલી ફુલબાળા
હો રાસ રઢીઆળા મુકી જશો ન લોલ.

મસ્તક ધરશું મોગરો, ચરણે ડોલરપુંજ;
પધાર પ્રભુની લાડિલી, કરીએ ઘડીની ગુંજ.

હાં રે, પ્રાણપ્યારા હસે છ હરીઆળા
હો સાથ એ રસાળા તજી જશો ન લોલ;
હાં રે, વ્હેલી...વ્હેલી રીસેલી ફુલબાળા
હો રાસ રઢીઆળા મુકી જશો ન લોલ.

ફુલફુલ વાસ-પરાગમાં ભરી જા અંતરભાવ;
આપ જગતને બ્હેન ઓ ! ફુલજીવનના લ્હાવ.

હાં રે, ગુંથો...ગુંથો અમર વરમાળા
હો આતમ ઉજમાળા મેલી જશો ન લોલ.
હાં રે, પેલી...પેલી અકેલી ફુલબાળા
હો રાસ રઢીઆળા મુકી જશો ન લોલ.

# યો ગી બા ળા નો  રા સ

આજે ઘૂમે કાળી વાદળી રે,
કરતી વીજલડી ચમકાર:
રાજન, રહોને આ એક રાતડી રે.

વાંકીચુંકી છે વ ન વા ટ ડી રે,
ઘેરે જગને ઘોર અંધાર:
રાજન, રહોને આ એક રાતડી રે.

બાળા યોગીની છું ગરીબડી રે,
નયણે છલકે ને હ ર સ રે લ:
રાજન, રહોને આ એક રાતડી રે.

ઉડતાં પંખીડાં માળે પળે રે,
ફૂલડાં વેલે ઝોલાં ખાય:
રાજન, રહોને આ એક રાતડી રે.

અંગો ઢીલાં તમ થાકે ઢળે રે,
મુખડું કોમળ આ કરમાય:
રાજન, રહોને આ એક રાતડી રે.

મ્હારી પૂરી ભરી ફળછાબડી રે,
પીજે તાજું ઝરણનું નીર:
રાજન, રહોને આ એક રાતડી રે.

સજન, મ્હારે છે ફુલસેજડી રે,
જાવા આવા કેમ અધીર?
રાજન, રહોને આ એક રાતડી રે.

# ઘેર આવજે રે

મારે ફળિયે તે લીમડાની છાંય છે રે,
એના કોલની કડવાશ લહેરાય મારી બેન
ઘેર આવજે રે.

મારે ફળિયે પોપટજીનું જુથ છે રે.
એને બોલે બોલે રામધુન મારી બેન
ઘેર આવજે રે.

મારે ફળીયે તે તુલસીનાં વન છે રે,
એને માંજર ધમકની મ્હેક મારી બેન
ઘેર આવજે રે.

મારે ફળિયે ગાવડી માત છે રે.
એની આંખો મીઠી રળિયાત મારી બેન
ઘેર આવજે રે..

મારે ફળિયે માંડવડાની વેલ છે રે,
એની ડાળે બટમોગરાની રેલ મારી બેન
ઘેર આવજે રે

મારે ફળિયે તે સાથિયાની ભાત છે રે,
ત્યાં બેસી કરીશું વાત ભાઈબેન
ઘેર આવજે રે.

# લ્યો લ્યો પાનબીડાં

આંગણે ઊગી હો નાગરવેલ, લ્યો લ્યો પાનબીડાં;
ઝરમર ઝારૂં ધીરે જળહેલ, લ્યો લ્યો પાનબીડાં.

બળતી ખરા બપોરની લ્હાય, લ્યો લ્યો પાનબીડાં;
ઓરડે રૂડી રમે ધુપછાય, લ્યો લ્યો પાનબીડાં.

પાતળો કયારેક લચકે વેલ, લ્યો લ્યો પાનબીડાં,
પ્રગટે તાજાં પલ્લવ તે વેળ, લ્યો લ્યો પાનબીડાં.

તમતમ તીખી ને બાળે વેશ, લ્યો લ્યો પાનબીડાં;
મીઠી લજ્જાને ઘેન લવલેશ, લ્યો લ્યો પાનબીડાં.

પરખો માંડી મેં પાનની બેન, લ્યો લ્યો પાનબીડાં;
અરપું આવો ચેતનનાં ચેન, લ્યો લ્યો પાનબીડાં.

હૃદયે એવી હો નાગરવેલ, લ્યો લ્યો પાનબીડાં;
જેમાં ન્હાવી જીવનરસ રેલ, લ્યો લ્યો પાનબીડાં.

# આ વ જો

આવજો આવજો રે,
મોંઘાં મ્હેમાનો આવજો;
કહાવજો કહાવજો રે,
કુશળ સંદેશો કહાવજો.

આ શિ વ શી ષો
પ્રે મ નાં પી યૂ ષો
દુઃખી આ દેશે રે,
થો ડાં થો ડાં વરસાવજો.
આવજો•

રસિક સુશીલાં
ભોળાં સ્વજનિયાં !
દેવી આ દે શે રે
રસના સુમંત્રો શિખાવજો.
આવજો•

દર્શનની પ્યાસાં
આંખડી ઉદાસી
કા લ કે રે કાંઠે રે
વળી લ્હેરેરી હસાવજો.
આવજો•

## વી ર પ સ લી

વીરપસલી લે વીરપસલી

મારી નાનકડી બેની! વીરપસલી:
મારી લાડકડી બેની! વીરપસલી.

વ ન વ ન માં બાલવસંત વહે,
વી ર વી ર માં એની બેન રહે;

મેં વીણી-ગૂંથી આ કુસુમકળી:
લે લાડકડી બેની! વીરપસલી.

ર ણ ર ણ માં રસવરષા વરસે,
વી ર વી ર માં એવી બેન હસે;

આ ભાઇ ગરીબની...બાલભળી:
લે લાડકડી બેની! વીરપસલી.

# અમર હો

અમર હો, અમર હો.
દેવી વ્હાલાં અમર હો,
રસનાં વ્હેળાં અમર હો:

અમર હો, અમર હો.
મનભર સ્મરણું અમર હો;
અંતર સોણું અમર હો:

અમર હો, અમર હો.
હેતમાં ન્હાવાં અમર હો:
ઉચેરાં ઉડવાં અમર હો:

અમર હો, અમર હો.
રસની તૃષા અમર હો,
ઉરની આશા અમર હો.

## વસંત પ્રાણ

વનવન ઉભી'તી લીલી વાડીઓ રે,
વાડીએ વાડીએ ફુલડાંવેલની ઝુલ
રસિયો કાલે વસંતપ્રાણ ફૂલડે ભર્યો રે.

ફુલફુલ માંડી છે નાની ક્યારીઓ રે,
ક્યારીએ ક્યારીએ અમૃતરેલ મંજુલ
રસિયો આજે વસંતપ્રાણ હસયે ગયો રે.

કણકણ વીણી મધુઓ સંઘર્યા રે.
મધની ધારે સુશોભન સાથિયા થાય
રસિયો આજે વસંતપ્રાણ કોને ધરે રે

ઝગઝગ નેણે ઝુલે જલદીવડાં રે,
વાડીના વીરા માળીડા દૂર મા જાય
રસિયો કાલે વસંતપ્રાણ તુંને વરે

## ફુલડું કરમાણું રે

પૃથ્વી પુનમતણી વેલડી,
એક વેલે વસંતલ ફુલ:
ફુલડું કરમાણું રે.

ખેલે ગગનભર ખેલડી,
ઝીલી ઝીલી આનંદની ઝુલ:
ફુલડું કરમાણું રે.

આવ્યો જાદુગર જોગીઓ,
એના મેલા હોમાર ણ મંત્ર:
ફુલડું કરમાણું રે.

ન્હાની પાંખડીઓ ડોલીઓ,
સહુ ઉડયા સુગંધ રસ રંગ
ફુલડું કરમાણું રે.

વ્યોમે ચડી દુઃખવાદળી,
ઉરે ફુટીઆં વજ્ર ત્રિશૂલ:
ફુલડું કરમાણું રે.

અવનિ અમાસતણી વેલડી,
એક ખોયું વસંતલ ફુલ:
ફુલડું કરમાણું રે.

# ક હા ન કુ મા ર

ક્યાં ગયો એ કહાન કુમાર?
પૂર્ણ પુરુષ અવતાર: ક્યાં૦

દેવકીનો દેવબાળ,
ગોપગોપીનો ગોપાળ;
કંસરાયનો ક્રૂર કાળ:
ગી તા નો ગાનાર: ક્યાં૦

બંસરી બજાવનાર,
ગોવરધનને ધારનાર;
થૈ થૈ થનન નાચનાર:
અ વ નિ નો ઉદ્ધાર: ક્યાં૦

પૂર્ણ પુરુષ અવતાર
ક્યાં ગયો એ કહાન કુમાર?

# મોહન મૂર્તિ

વનમાળી, કુંજ વાડીની વાટે
હૈયાની વાસ પમરાય છે રે;
તારી મૂર્તિ મધુરી રચાય છે.

હરિ, કુંજ દ્વારે અતિથિ થાતાં
આશાના સુર સંભળાય છે રે;
તારી મૂર્તિ મધુરી રચાય છે.

ત્રિભુવન, તારે રસમન્દિરિયે
તનમન અમારાં ધરાય છે રે;
તારી મૂર્તિ મધુરી રચાય છે.

મોહન, મુખડું જોતાં જરાક
ચક્ષુનાં તેજ ઉભરાય છે રે;
તારી મૂર્તિ મધુરી રચાય છે.

મુજ જીવનના પ્રાણે પળેપળ
તારો જ શબ્દ ગવાય છે રે;
તારી મૂર્તિ મધુરી રચાય છે.

## આ ર પ ધા રો રા જ

આર પધારો રાજ
પ્રભુ, મારે આર પધારો.
પ્રાણ વધાવે આજ
પ્રભુ, મારે આર પધારો.

પુછયો પવન, વળી સૂરજ પુછયો;
પુછયો પશુનો સમાજ:
પ્રભુ, મારે આર પધારો.

વનવન લખ્ખીઓ ને રણરણ લખ્ખીઓ;
લખ્ખીઓ સાગરને પાજ:
પ્રભુ, મારે આર પધારો.

બાળવદન જોયો, જોગીના મન જોયો;
જોયો અંતરને અવાજ:
પ્રભુ, મારે આર પધારો.

આર પધારો રાજ
પ્રભુ, મારે આર પધારો.
વિશ્વ વધાવે આજ
પ્રભુ, મારે આર પધારો.

# પૂર્વની પૂજા

પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ,
દુનીઆનો દિનમણિ પ્રાણ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

સરિતાને પુર ધરૂં દીવડો રે લોલ,
ફુલડે વધાવું મારૂં વ્હાણ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

વિનતિ વદું ને પાય લાગતી રે લોલ,
માગું છું મંગલ ઉજાસ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

ઝાંખી તે જ્યોત દૂર જાગતી રે લોલ,
જાગે છે નયણાંની આશ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

ઝુખરા અંધાર ગાઢ વીતશે રે લોલ,
વગશે અભંગ મારૂં વ્હાણુ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

જગનો આનંદ ફરી ફોરશે રે લોલ,
તપશે હો દિનમણિ પ્રાણુ જોઃ
        પૂજું પ્રકાશ મારા પૂર્વનો રે લોલ.

## વર્ષાનો રાસ

વર્ષા તો સાત સાત બ્હેનડી રે લોલ;
સાતે તે બ્હેનીઓ અપાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વાદળી રે લોલ;
વાદળીએ જગત જલધાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વીજળી રે લોલ;
વીજળીએ પ્રાણ તેજ તાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ચાંદની રે લોલ;
ચાંદનીએ ચંદ્ર કિરણ હાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન વેલડી રે લોલ;
વેલડીએ ફુલ મધુ ભાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન ઢેલડી રે લોલ;
ઢેલડીએ પ્રેમ વ્રત વિહાર જો: વર્ષા૦

વર્ષાની એક બ્હેન રુક્મિણી રે લોલ;
રુક્મિણી તે રૂપનો અંબાર જો: વર્ષા૦

## શૈશવનો રાસ

ઘેરી ઘેરી ચાંદનીમાં બોલે કોયલીઓ;
ઘેરી ઘેરી ચાંદનીમાં ડોલે ડોલરીઓ:

બોલે કોયલીઓ
ને ડોલે ડોલરીઓ;
ઘેરી ઘેરી ચાંદનીમાં બોલે કોયલીઓ.

સૃષ્ટિએ સુગંધરંગ
ઢોળે ડોલરીઓ;
જગનો જાદુઈ કંઠ
રેળે કોયલીઓ:
ઘેરી ઘેરી ચાંદનીમાં બોલે કોયલીઓ.

જાગે ડોલરીઓ
ને ઊંઘે કોયલીઓ.
ઘેરી ઘેરી ચાંદનીમાં બોલે કોયલીઓ:
ઘેરી ઘેરી ચાંદનીમાં ડોલે ડોલરીઓ.

## મારાં ફુલ

ફુલ મારાં રીસાઈ ગયાં.

રીસાઈ ગયાં – મન સૂનાં થયાં,
ફુલ મારાં રીસાઈ ગયાં.

કાલે ન બોલાવ્યાં ને આજે ન બોલતાં,
મીંચ્યાં નયન સઉ મુંગાં થયાં.
ફુલ મારાં રીસાઈ ગયાં.

સુરજમુખીનાં આજ ઉઘાડ ન આંતરો,
મોગરાને મુખહાસ લેપાઈ ગયાં:
ફુલ મારાં રીસાઈ ગયાં.

ખીલ્યા ગુલાબકેરી ખરતી પાંખડીઓ,
કેશુનાં લાલ તેજ કરમાઈ ગયાં:
ફુલ મારાં રીસાઈ ગયાં.

લાડે રમાડ્યું બાગ! મીટ ભરો માહડી.
નિંદરને ઘેન કેમ ઝડપાઈ ગયાં?
ફુલ મારાં રીસાઈ ગયાં.

# મોગરાની માળ

મોગરાની માળ, મારી મોગરાની માળ;
નાની રસાળ, મારી મોગરાની માળ.

બહેને વીણેલ કળી
બાએ ગૂંથેલ વળી

કોટે લટકંત મારી મોગરાની માળ.

આમ ફરે તેમ ફરે
ચકર ચકર ફુદડી લે

છૂટી છૂટી શું મારી મોગરાની માળ:
દેવતણે ચરણ મારી મોગરાની માળ.

## ઢાળ અને સાલ

[ ગીતોનાં ઢાળ સ્પષ્ટ તો છે અને કેટલાંકના ઢાળ પણ જાણીતા છે. વળી કુદરતથી જ સંગીતસંસ્કારી એવી કેળવાયેલી કન્યાઓ હવે દરેક ગીતને તેના ભાવને અનુકૂળ ઢાળ બેસાડે છે તેથી નવાં લખાયેલ કેટલાંક ગીતોના ઢાળની ઉણપ ન જેવી જ લાગશે. ]

'અમર હો [૧૯૧૫] 'સોનબાઇના ગીત'નો

આમંત્રણ [૧૯૧૯] શેના લીધા મારા શ્યામ,
અબોલડા શેના લીધા રે...ને મળતો

ઉર મારું ઊભરાયું રે [૧૯૧૫] બેડું મારું નંદવાયું રે

કોઈ ઝીલશો [૧૨, ૮, ૧૯]

ક્યાં રે ગયો ? [૧૯૨૨] ક્યા માગુ મેં ક્યા માગુ
ઐસી દુંખાસી જીંદગીમેં ક્યા માગુ ?

ગાનકુમાર [૨, ૮, ૨૩]

ગરબો [૩૦, ૧, ૧૬] રંગે રમે આનંદે રમે
આજ મારાં દુર્ગા રંગે રમે.

ઘેર આવજે રે [૧૨, ૫, ૨૭] મને ભૂલી ગયો છે મારો છેલડો રે

ચંદ્રલોકનાં બાલ [૧૯૨૫]

ડોલરિયો [૧૯૧૯] 'આમંત્રણ'ના જેવો

દીગાંબાઇ [૧૯૨૯] અમે કાગા ને કામણગારા રે કરીએ કા કા રે

દર્શન [૧૯૧૮]

નહિ ભૂલું [૧૯૧૫]

પતંગિયાંનું ગાન [૧૯૨૬] મેં તો કુંકુમે લીંપ્યું મારું આંગણું રે લોલ

પૂર્વની પૂજા [૧૯૨૫] પ્રકટ્યા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ
ફૂલડું કરમાણું રે [૧૯૨૨] જાહ્નવી જગની ઘુમે રે...નો ટુકડો લય
ફૂલબાગાનો રાસ [૧૯૨૫]
ફોરે છે મ્હોર [૧૯૧૫] બોલે છે મોર
બાર પધારો રાજ [૧૯૨૪] આનંદ આનંદ આનંદ આજે
બ્હેનબા [૧૯૨૫] ' અમર હો 'ના જેવો
બ્હેનીના બાલ [૨૩, ૧, ૧૭] કાનની પછેડી ફૂલડાં ભાત;
કાનજી ઓઢતા દિ' ને રાતઃ
ભમરો [૧૯૨૦] ' પૂર્વની પૂજા 'ના જેવો
ભાઇબ્હેન [૧૯૨૪] સોનલા ગેડી ને રૂપલા દડુલિયો રે
ભાવનાકુમારી [૨૬, ૬, ૨૩]
ભમર રૂડો [૧૯૨૦] ' સોનબાઇના ગીત 'નો
માતા [૧૯૧૫] સામા ઓરડિયામાં નાગજી પોઢ્યા
નાગણી નાનેરૂં બાળ, મારા વ્હાલા.
મારી વાડી [૧૯૧૫] કારતક મહીને કૃષ્ણ કૃપાળા
વ્હાલા બંસીવાળા, રાજ રૂપાળા રે વ્રજમાં આવોને.
મારાં ફૂલ [૨, ૪, ૨૮]
માવડી [૧૯૧૫] છેટો છેટો રે' નંદના છોકરા રે
મોગરાની માળ [૧૯૨૮] ' કૈસી સી હંડીમેં ચાવલ પકાયા '
એ મુસલમાન સ્ત્રીગીત...નો
મોરલો નાચે છે [૧૯૧૫] 'હીરાગાર્ડ'ને મળતો
મોહનમૂર્તિ [૧૯૨૩] જાય છે જાય છે જાય છે રે
આ વખત ભણવાનો વહી જાય છે.

યોગીબાળાનો રાસ [૧૯૧૯] આભમાં ઝીણો ઝબુકે વીજળી રે
ઝીણા ઝરમર વરસે મેહ
ગુલાબો, કેમ કરી જાશો ચાકરી રે?

રસચુંદડી [૩૧, ૧૨, ૧૯૨૨]

રસબાળા [૧૯૧૫] શેરી વળાવી સજ કરું, ઘેર આવોને:
આંગણિયે વેરું ફૂલ, હરિ મેર આવોને.

રસરાજ [૧૯૧૫] ગોકુળ આવજો રે મહારાજ

રીસામણી [૩૧, ૮, ૧૯]

લ્યો [૧૪, ૮, ૨૩]

લ્યો લ્યો પાનબીડાં [૧૦, ૯. ૨૩]

વર્ષાનો રાસ [૨૦, ૭, ૨૬] અમ્મા, વીરાને જાઉં વારણે રે લોલ

વસંતપ્રાણ [૧૭, ૮, ૨૩] શેરનો સૂબો ક્યારે આવશે રે...ને મળતો

વિદાય [૧૯૧૯]

વિમાન [૧૯૨૫] 'પતંગિયાંના ગીત' જેવો

વીરપસલી [૨૦, ૩, ૨૩] વનરાવન મોરલી વાગે છે:
એનો શબ્દ ગગનમાં ગાજે છે.

વીરાનું બાળ [૧૯૧૯] 'મોગરાની માળ' જેવો

વીરો વધાવો [૧૯૧૫] આજનો લ્હાવો લીજીએ રે
કાલ કોણે દીઠી છે?

વેણી વિખરાણી [૧૯૧૫] મેઘાડંબર ગાજે

શું રે હશે! [૧૯૨૦] 'ક્યાં રે ગયો'ના જેવો

શ્રાવણનો રાસ [૧૯૨૬]

સૌભાગ્ય ભજ્યાં [૧૯૧૫] કુંજલડી સંદેશો અમારો
જઈ વાલમને કહેજો જી રે...ને મળતો

હાલરડું [૧૯૧૫] 'સોનબાઈના ગીત'નો

હોડલી [૨૮, ૧, ૧૭] પૂરનો મોરલો હો રાજ...નો